# રંગીલી હરજણ.

(રસમય રમુજી કલ્પીત વાર્તા.)

પ્રગટ કર્તા

માસ્તર નાનાલાલ મગનલાલની કંપની.
ઠેકાણું રતનપોળના નાકે—અમદાવાદ.

અમદાવાદ.
નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસ.

સંવત ૧૯૬૦. સને ૧૯૦૪.

કિમ્મત ત્રણ પાઈ.

**મંત્ર જંત્ર વિના જાદુઇ ચમત્કારો જોવાની ચીજ!**

# મફત હઝરતી વીંટી મંગાવો.

આ વીંટીમાં મુવેલાં માબાપ, દાટેલો ખજાનો, ભૂતપ્રેત, દેવતાઇ દરબાર, ચોરાયેલી ચીજ, વેપાર રોજગાર, નફો નુકસાન, સુખ દુઃખ, લેણા દેણી, વીલ વસીયત નામાની વીગત, લગ્ન સંબંધી પારકા મનના વિચાર વીગેરે ઘણી બાબતો દેખાયછે તે ફક્ત પોષ્ટની છ આનાની ટીકીટો મોકલી જેને જોઇએ તે મંગાવી લ્યો.

## દેવ વિદ્યા.

જીવતાં માણસના આત્માને તાબે કરતાં તથા મુવેલાં માણસનાં આત્માને પોતાની રૂબરૂમાં બોલાવી તેમની સાથે વાતચીત કરતાં શીખવવાનું પોણા બસો પાનાનું નાજુક કદનું ગુજરાતી પુસ્તક. એમાં વાંત્રીયાપણાની પરિક્ષા તથા ઉપાય પણ છે. તે ફક્ત નવ આનાની પોષ્ટની ટીકીટો મોકલી જેને જોઇએ તેણે મંગાવી લેવી.

## મંત્રની ચોપડી.

વીંછી. આદાશીશી, નજર, તાવ, ઝેર, વીગેરે ઉતારવાના મંત્રો વીધી સાથે સમાવ્યા છે. ફક્ત બે આનાની પોષ્ટની ટીકીટો મોકલી જેને જોઇએ તેણે મંગાવી લેવી.

**સૂચના**—ઉપરની કોઇ ચીજ વેલ્યુપેબલથી મોકલવામાં નહીં આવે. માટે જેને જે કાંઇ જોઇએ તેના પૈસા પેટે પોષ્ટની ટીકીટો અથવા મનીઆરડરથી પૈસા નીચેના સરનામે મોકલવા.

**માસ્તર—નાનાલાલ મગલાલની કુંપની.**
**ઠેકાણું—રતનપોળના નાકે ત્રીજે માળે—અમદાવાદ.**

ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

# રંગીલી દરજણ.

સુરતના સગરામપુરામાં અગાઉ છગનલાલ છાશવાળા કરીને એક વૃદ્ધ દરજી રહેતો હતો. પરચુરણ સીવવા ભરવાનું કામ કરી તે બીચારો પોતાનું ગુજરાન ચલાવતો હતો. જાતે વૃદ્ધ અને ભક્તિમાર્ગમાં ભળેલો હોવાથી પોતાનો ધંધો કરતાં કરતાં પણ તે ભજન કીર્ત્તન ગાતો હતો. પરંતુ આ ડોશાની બૈરી પાકી મકરબાજ ને કાળાંધોળાં કરનારી કંજુસ હતી, તેણીને બે દીકરીઓ ને ઇશ્વરનો આપેલો એક દીકરો હતો. દીકરાએ સાધારણ ગુજરાતી અભ્યાસ કરી નીશાળ છોડી, અને પોતીકા બાપના ધંધામાં સામેલ થયો હતો. તે પણ સ્વભાવે શરમાળ, માયાળુ અને ધાર્મિક આસ્તાવાળો હતો. જ્યારે બાપના સુગુણ દીકરામાં દેખાતા, ત્યારે માના દુર્ગુણ દીકરીઓમાં દશ્યમાન થતા હતા, મ્હોટી છોડી માણેક માના સમજાવ્યાથી સ્હેજસાજ કુછંદમાં પડી હતી અને પાછળથી જો કે પતી સેવામાં સાસરે રહેતી હતી પણ તેની ન્હાની બ્હેન સમરત જેને લાડમાં સૌ સમરી કહીને બોલાવતાં હતાં. તે ખુબસુરત અને સ્હેજસાજ ભણેલી (નહીં કે ગણેલી) હોવાથી સીંગમાંથી સડેલી હતી, લોકોનું લક્ષ તેની તરફ ખેંચવા, તેની મા રોજ તેને તાપી નદીએ ન્હાવા ધોવાના બ્હાને સાંજ સવાર લેઇ જતી હતી. રસ્તામાં ઓળખીતા પાળખીતા મળે ત્યારે પોતાની દીકરીનું પ્રીતિતાપણું બતાવવા કાળજી રાખતી પણ જો કેઇ અજાણ્યો છેલછબીલો મળે તો હાથે કરીને તેની સોડમાં જવાને પોતાની દીકરીને પ્રેરતી હતી. સારૂં સારૂં ખાવા

પીવાની અને પ્હેરવા ઓઢવાની લહ્રેંગી લાલચે આ ન્હાની છોડી દશ વર્ષની વયથીજ દુષ્ટ માર્ગે દોરાઇ હતી. રોજ રોજ નવા નવા યુવાન છોકરાઓને લલચાવીને તેની મા પૈસા પેદા કરતી. પોતાના સીવવાનાં ધંધામાં રાત દહાડો આંખ્યો ફોડી સીવ સીવ ( શીવ શીવ નહીં હોકે ? ) કરે તોએ સાત પૈસા પણ મળે નહીં, અને આ તો એકાદ યુવાનને પાકસાક છોકરીનો પ્રેમરસ ચખાડયો કે રૂપીઓ બે રૂપીઆ ચડપ દેતા આવે. તેના આ લોભને લીધે લોકમાં પોતાની ઇજ્જત આબરૂ હલકી પડેછે. અને ન્યાતજાતમાં ફ્ટફ્ટ થવા વખત આવશે તેનું ભાન આ ડાકયણ જેવી ડોશીને નહોતું.

સમરીનું સગપણ ન્હાનપણથી એક કેળવાયેલો વર જોઇ કરવામાં આવેલું, પરંતુ પોતાની પેદાશ પડી ભાગવાની ભુંડી લાલસાએ તેની મા ત્હેને સાસરે મોકલતી નહોતી. ત્હેનીનો સ્વામી પણ પોતાની પત્નીના પાપકર્મ સાંભળી કંટાળ્યો હતો અને એ જીવતી બલા તેના ઘેર નહોતી આવતી તો તેની દરકાર પણ કરતો નહોતો. કારણ કે ત્હેને દેહેસત હતી કે પારકા પ્યારમાં પડેલી રંડાને ઘરમાં ઘાલવાથી કોઇ દહાડો મને ઝેર બેર ખવરાવી લાંબો કરી નાંખશે તો મ્હારાં માબાપ દુઃખી થશે. ત્હેની આ બ્હીક કેટલીક રીતે ખરી પણ હતી. કારણ કે ત્હેની સાસુ દોરા ચીઠ્ઠી માટે આખા સુરત શહેરના જોગી જતી ને ભુવાનાં ઘર પોતાની દીકરીના વરને વશ કરવા ( વશીકરણ કરાવવા ) ભમી વળી હતી. કંઇ કંઇ માતા મેલડાંઓની બાધા આખડીઓ રાખી હતી, કેટલાએ પીર ઓલીઆઓની કબ્બરે ફુલ ચડાવવા જતી હતી પણ કોઈ રીતે ત્હેના તે કાર્યમાં ફાવી નહીં, છતાં ઉલટા પૈસા અને કોઇ કોઇ તો ત્હેની લાડકી દીકરીના જોબનની બલીહારીનો સ્વાદ લઇ ચુકયા હતા. અને તેથી

તો આખા સુરતમાં સમરી દરજણનો સક્કો ( ડંક્કો ) થયો હતો !

ભ્રષ્ટાચારમાં ભમાયેલી અને વ્યભીચારમાં વીફરાયેલી આ સેતાનજાદીના સંબંધમાં કેટલીક વાતો ત્હેના બાપ અને ભાઇના જાણવામાં આવી. તેઓએ ત્હેણીને જાપતામાં રાખવા માડી. પોતાની કામ કરવાની સામેની ઓરડીમાં ત્હેને સીવવા બેસાડવા લાગ્યા. સાંજે ત્હેને સાસરે મોકલવાં માંડી પણ આ સેતાનની જણી સાસરે જવાને બદલે યારના ત્યાં આખી રાત મોજ મજાહ મારી પરોઢીયામાં પીયર પાછી આવતી. જેથી ત્હેનાં ભાઇ તથા બાપને તેની ખબર પડતી નહોતી.

ઝવેરચંદ શેઠને ત્યાં એક દીવસ સમરીને કાપડાં સીવવા મોકલી, શેઠની ગંજાવર હવેલીના ચોથે માળે શેઠાણીની ઓરડીમાં બેસીને સીવતી હતી, ત્હેવામાં તે શેઠનો દીકરો લાલચંદ પોતાના અંગરખાની કસ ટંકાવવા ત્યાં આવ્યો, તેની કોટમાં કંઠી જોઇ સમરીની દાનત બગડી. તેણે કસ ટાંકતાં ટાંકતાં અનેક નખરાં કર્યાં, ભોળાયો શેઠનો છોકરો કામાતુર બન્યો, એટલે આ નાતરા બળીયે કંઠી આપો તો કામ કરવા દઉં એવી લાલચ આપી. કામાંધ થયેલાએ તે કબુલ કર્યું અને તેની જોડે સંસાર સુખ ભોગવી કોટમાંથી કંઠી કાઢી આપી આ વાતની સાંજ સુધી કોઇને ખબર પડી નહીં. સેતાનજાદી સમરી પેશાબ કરવાના બ્હાને બહાર જઇ શેઠના છોકરાને સમજાવીને લીધેલી કંઠી પોતાની માને છાની માની આપી આવી. પરંતુ શેઠના સગામાં કોઇ મરી ગયેલું હોવાથી રાત્રે જ્યારે સૌ સ્નાન કરવા બેઠા તે વખતે લાલચંદની કોટમાં કંઠી ન જોવાથી ત્હેના બાપે ત્હેને પુછવા માંડયું. બાપની બ્હીક બહુ હોવાથી લાલચંદે જવાબ દેતાં ગલ્લાં ટલ્લાં કરવાં માંડયાં એટલે શેઠનો વેહેમ વધ્યો. તેથી ત્હેને ધમકાવી પૂછયું ત્યારે

તેણે કબુલ કર્યું કે સમરી દરજણ જે આજે આપણે ત્યાં સીવવા આવી હતી તે મને સમજાવીને કોટમાંથી કંઠી લઇ ગઈ. આ સાંભળતાંજ શેઠનો મીજાજ હાથથી ગયો. એકદમ પોતાના આરબ સીપાઇને મોકલી ત્હેને અને ત્હેની માને બોલાવી મંગાવી. બાદ એકાંતમાં જઇ કળે કળે સમજાવી કંઠી કબુલ કરાવી ને તે પાછી લેતાં દોઢ દોઢ મણની ગાળો દેઇ પોતાની હવેલીમાંથી હડસેલી કાઢી. શેઠની ધાટાં ધાંટથી કેટલીક વાત ઘરનાં માણસો સમજી ગયાં ને બીજે દીવસે તે બહાર ફેલાયાથી શેઠની કંઠી અને સમરીની કરમ કથા જ્યાં ત્યાં ચાલી રહી. પોતાની આ ફજેતીથી તે મા દીકરી થોડા દહાડાતો ઘરની બહાર પણ નીકળી શકયાં નહીં.

શહેરમાં ચકલે ચકલે અને શેરી શેરીએ ત્હેમનો આ ભવાડો સાંજ સહવાર ભજવાતો જ્યારે બંધ પડયો ત્યારે પછી ધીમે ધીમે મા દીકરીએ મફત મલીદા ખાવાની લાલચે જ્યાં ત્યાં ભટકવા માંડયું. સારાં માણસો ત્હેને ત્યાં જતાં આવતાં અટકયા, દરેક જણનો આ ડાકપણાપરથી વિશ્વાસ ઉઠી ગયો. માની મંજુરાથી દીકરીની દોસ્તી કરનાર દાઢા બજ્યા યુવાનો પણ હવે ત્હેમને હડધુત કરવા લાગ્યા. કારણ કે ત્હેમણે જોયું કે આતો ઘેર ઘેર ભટકણી ભુંડી ભુતડી છે. દીવસે દીવસે યુવાન સમરીનું નૂર ઘટવા માંડયું, ત્હેના ગાલની ગુલાબી ગેબ થઇ ગઇ, અને વીસ વરસની વયમાં તો ચાંદી, પરમીઆ તથા વીસફોટકની વેદનાઓ ભોગવી ચુકી. અને એ ઝેરી ચેપી રોગની અસરથી અડતાળીસ વરસની આધેડ બાયડી જેવી બની ગઇ. કાયમ રહેવામાં ફકત તેણીની લચકાતી ચાલ, તેમાં પણ સ્હેજસાજ તઇડાઇ ગઇ હતી. તેણીનો આવો અવતાર થયો છતાં હરામનું ખાવાનો ચસકો ગયો નહીં. પરંતુ જુવાનીઆ જ્યારે આડ

આંખ્યે પણ જુએ નહીં ત્યારે ત્હેના લયક એક સર્વ ગુણ સંપન્ન શ્રીમંતના વડા દીકરાને તે જીવતી ડાકણ વળગી. શ્રીમંતના ત્યાં ખાતું પાડી કેટલાએક રૂપીઆ ઉપાડયા અને પોતાનું ઘર તાજું કરવા ઉપરાંત હરામના હમેલથી ઉત્પન્ન થયેલી દીકરીના બાપે ત્હેના લગ્ન વખતે પૈસા આપવા ના કહ્યાથી શેઠના ત્યાંથી ઉપાડેલા રૂપીઆમાંથી લગ્ન કર્યા. શેઠના વડા છોકરા અને સમરી દરજણ વચ્ચે આમનસામન પ્રેમપત્રિકાઓ લખાવા લાગી. પતીવ્રત કરતાં પૈસાને પ્યારો ગણનારીઆ પાપી કુલટાએ તે ચીઠીઓ સંગ્રહ કરવા માંડી કે કોઈ વખતે કામ લાગે. અને તે કામમાં પણ લાગી. કારણ કે શેઠના ત્યાંથી જે રૂપીઆ ઉપાડેલા ત્હેના માટે ગુમાસ્તાઓ રોજ ઉઘરાણી કરવા લાગ્યા. ઉપરાઉપરી ધક્કાથી થાકી ત્હેમણે દાવો કરવાની દેહેસત આપી. ત્યારે આ ઉખડેલી સમરીએ સંગ્રહ કરેલી ચીઠીઓ માટે શ્રીમંતના વડા દીકરાને દબાવ્યો કે જો દાવો થશે તો હું કૉર્ટમાં તમારી આ ચીઠીઓ રજુ કરી બધું પોગળ ઉઘાડું પાડીશ. શ્રીમંત શરમાયા અને ઈજ્જતની બ્હીકે કુલટાનું કાળું કરી એટલા રૂપીઆ લાલખાદ તરીકે માંડી વાળ્યા. આ વાતની પણ ફરી ચર્ચા ઉઠી ને ત્હેમના પ્રેમમાં ભંગ પડયો.

શ્રીમંતના વડા છોકરાને છોડયા પછી પાછી આ છીનાળ પોતાની કાચીકળી જેવી દીકરીને નાણાં બજારમાં નાંખવા તૈયાર થઇ. પરંતુ ન્હાની ઉમરની બાળકી સાથે સંસાર સુખ ભોગવવાથી બળાત્કારે સંભોગ કરવાના ગુન્હામાં સપડાવાની ધાસ્તીને લીધે તે અણસમજુ બાળકી હજુ સુધી બચી ગઇ હતી.

---